स सर्वेषां भूतानामधिपतिः ॥ ३४ ॥

તે સર્વ ભૂત પ્રાણિનો નિયંતા છે ॥ ૩૪ ॥

માટે તેનો દંડ ઉગ્ર છે, ને તે ન્યાયિ હોવાથી કોઇનો પક્ષ રાખે તેમ નથી. વાસ્તે લોકનિયમ, રાજનિયમ તથા સૃષ્ટિનિયમથી જેમ બને તેમ માહિતગાર થઇ, તે પ્રમાણે વર્તવું; જેથી બહુધા કરી દુઃખ ન થતાં સુખ થવાનો સંભવ રહે છે. એ રીતે આચરતાં સર્વાંતર્યામિ સર્વ શક્તિમાન્ ઈશ્વરને પોતાના હૃદયમાં નિત્ય જોઇ, ચિત્તને સ્થિર કરવાનો અભ્યાસ કરવો; કેમકે ચિત્તની સ્થિરતાથીજ આનંદ ભાસે છે. માટે યજુર્વેદના કઠોપનિષદ્‌માં કહ્યું છે કે,

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति।
तमात्मस्थं येऽनुपश्यंति धीरा-
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ ३५॥

જે એક, જગતને વશ રાખનાર તથા સર્વ ભૂતનો અંતરાત્મા છે, અને જે એક વસ્તુને બહુ પ્રકારે કરે છે, તેને જે ધીર મનુષ્ય પોતાના હૃદયમાં અનુભવ કરે છે, તેમને આનંદરૂપ નિત્ય સુખની પ્રાપ્તિ છે, બીજાને નહિ ॥ ૩૫ ॥

नित्योऽनित्यानां चेतनश्चेतनाना-
मेको बहूनां यो विदधाति कामान्।
तमात्मस्थं येऽनुपश्यंति धीरा
स्तेषांशांतिः शाश्वती नेतरेषाम् ॥ ३६ ॥

જે અનિત્યનો નિત્ય તથા ચેતનનો ચેતન છે અને સર્વ પ્રાણિયોને તેમના કર્મનું ફળ આપે છે, તેને જે ધીર મનુષ્ય પોતાના હૃદયમાં અનુભવ કરે છે, તેમને નિત્યશાંતિ થાય છે, બીજાને નહિ ॥૩૬॥

એ રીતે યદુવંશી ઠાકરસીસુત પ્રયાગજીએ રચેલ પ્રમાણુસહસ્રીના વિચાર પ્રકરણમાં પ્રાણિયોને સુખદુઃખ થવાના કારણનું નિરૂપણ.

# इति विचारप्रकरणम्

## ॥ समाप्तोयं ग्रन्थः ॥

